धूम्रपाने समं दुःखं, नास्ति बुद्धि विनाशकम् ।
तस्मान्नहि जनैः पेया तम्बाकुः प्राणहारिणी ॥



# ભા ... ને તમાકુના કુવ્યસનથી પીડીતા ભાઈઓને બચાવવા ખાતર.

પ્રયોજક—મણીદાસ પ્રેમજી પટેલ મુ. જુંદર.
પ્રકાશક—મોતીરામ હરજીવન પંડ્યા,
વ્યવસ્થાપક—બીડી નિષેધક મંડળ
મંગળદાસ બિલ્ડીંગ મુંબઈ નં. ૨.

પ્રત ૧૦૦૦] આવૃત્તી ૧ લી [૧૯૨૬

આ અંક મંડળના મેમ્બરોને મફત આપવામાં આવે છે. માટે મેમ્બર થઇ નામ નોંધાવો. મેમ્બર ફી ફક્ત રૂા. ૦-૧-૦.

જ્ઞાતિમાં વહેંચવા માટે, સ્કુલોમાં વહેંચવા માટે, કે મેળાવડાઓમાં વહેંચવા માટે આગાઉથી નકલો માંગનાર પાસેથી માત્ર છપાઈ ખર્ચ લઇ જોઇતી નકલો પુરી પાડવામાં આવશે.

# બીડીથી થયેલી ભારતની અવદશા.



**ભ**રતખંડની ભવ્ય ભૂમિમાં પ્રકાશેલા પ્રાચીન ઋષિઓએ જન સમાજની ઉન્નત્તિને અર્થે જે જે નીતિ વાકયો ઉચ્ચારેલા છે, તેમાંનુ એક વાક્ય " शरीर माद्य खलु धर्म साधनम् " છે આ પ્રાચીન નીતિ વાક્ય બીજા ઉપદેશની માફક સર્વત્ર સાંભળવામાં આવે છે, પણ દુઃખની વાત એ છે કે તેનું સન્માન ભાગ્યેજ થતું જોવામાં આવે છે. ધર્મપ્રાણ આર્ય ઋષિમાં શરીરની રક્ષાને આત્માની ઉન્નતિનું પ્રથમ સાધન માનતા હતા. જે સમાજને ધારણ કરી રાખે તેનું નામ ધર્મ, શરીરની સંપૂર્ણ રક્ષા એ પણ ધર્મનું એક આંતર સ્વરૂપ છે. આપણા ધાર્મિક આચાર વ્યવહારનું બંધારણ પણ શરીર રક્ષાને અનુસરીને બંધાએલું છે. ફળ મૂળનો આહાર કરનારા, પર્ણકુટીમ વસનારા ભરતખંડના બ્રાહ્મણો તપોવનની શિતળ છાયામાં વસીને જગતના હિતને માટે જે તત્વો મેળવી ગયા છે, તે તત્વો હાલના ફેશનને ફજેતે ચડેલા સભ્ય દેશોથી પણ હશી કઢાતા નથી. ભારતવાસીઓના આચાર વ્યવહાર અતિ ઉચ્ચ છે એવું સભ્ય જાતિ કબુલ કરે તેવા વર્તતથી ચાલનારો મનુષ્યજ ખરેખર ભારતવાસી છે એમ કહી શકાય, કેટલાક માણસો આપણા આચાર વિચારને હલકા માની પાશ્ચાત્ય સભ્યતાના પ્રબળ પ્રવાહમાં ધસડાવા તત્પર થઇ ગયા એજ આપણા દુર્ભાગ્યની વાત છે. આપણો સાત્વિક ખોરાક આપણા સાદા અને બલિષ્ઠ પેય પદાર્થો, ને આપણુ સાદા આનંદદાયી પદાર્થો

આજ ઘણાને લુખા, સુકા અને નીરસ લાગે છે. પણ તેઓનાં શરીરની સાથે આપણા પુર્વજોનાં શરીર તપાસો તો તરતજ માલમ પડે કે કઇ સભ્યતા વધારે અનુકૂળ હતી. હાથમાં વાંસની એક લાકડી લઇ સિંહ અને વાઘની સાથે લડનારા આપણા વડવાઓની વાતો આપણે સાંભળીએ છીએ. ત્યારે બીજી બાજુએ ભરજુવાનીમાં અમૂલ્ય દેહને ધૂળમાં મેળવી દેતા કમનસીબોને પણ આપણે નજરે નીહાળીએ છીએ. આ વિનાશક પરિણામ શાથી આવ્યું તે કહેવાની ભાગ્યેજ જરૂર છે. સાદાઇથી રહેનારા ભરતખંડમાં જેમ જેમ પરદેશી વિલાસમાં મગ્ન રહેતી પ્રજા આવતી ગઇ, તેમ તેમ તેનાં ભોગ વિલાસના સાધનો આપણામાં આવતાં ગયાં. તે સાધનો પોતાની વૃદ્ધિ કરી ચૂક્યાં છે કે એક સાધારણ શહેરમાંની નજર કરતાં ઠાર ઠાર હોટેલો હચમચી રહી છે. દારૂના પીઠાંઓ પૂર્ણ જોરથી ગર્જી રહ્યાં છે. અફીણ, ગાંજો, કોકેન વગેરે માદક પદાર્થો હજારો જાનની હાનિ કરવામાં બહાદુરી બતાવી રહ્યા છે. આ ઉપરાંત ફુંકાતી બીડીઓ શહેરની રમ્ય બજારને બળતા પહાડનું સ્વરૂપ આપી રહી છે. આ વિલાસી સાધનોએ ભારતવાસીઓની આવરદા ઉપર જબરદસ્ત કાપ મુક્યો છે. ચારસો વર્ષ જીવનારા ભારતવાસીઓ આ દુર્ભાગી દુર્વ્યસનોના ભોગથી પોતાની અવરદા ૩૫ કે ૪૦ વર્ષમાં પૂર્ણ કરે છે. આ કરૂણાદાયક બનાવે ભારતવીરોના હૃદયમાં ઉંડી ચિંતા ઉત્પન્ન કરી છે. આવા દુર્વ્યસનોને દાબવા ઠામ ઠામ મંડળો ઉભા થવા લાગ્યાં છે. સભ્ય સમાજ પોતાથી બનતું કરવા તન, મન, ધનનો ભોગ આપી રહ્યો છે. જ્યાં જોઇએ ત્યાં કોઇ પણ સુધારક મંડળ

પોતાથી બનતું કરી રહ્યું છે. કન્યાવિક્રય નિષેધક મંડળ, મદ્યમાંસ નિષેધક મંડળ, દેહ્ નિષેધક મંડળ, ગોપાલક મંડળ, ઇત્યાદિ મંડળો આ મહાન સમાજનો રોગ દૂર કરવાના મહાન યત્ન કરે છે. આ મંડળો વળી એટલું પણ સાબિત કરી બતાવે છે કે દેશમાં શાન્તિ નથી. આખા દેશના જન સમાજને સુધારવાની જરૂર છે. એ સુધારણા એકદમ આવી શકવાની તો નથી તોપણ જેટલો યત્ન થશે તે પ્રમાણે કાંઇનું કાંઇ કાર્ય સુધરતું જાય છે એમ પણ કબુલ કરવું પડે છે. આ સૂત્રને અનુસરી અમારું આ બીડી નિષેધક મંડળ પણ પોતાથી બનતું કરવા યત્ન કરે છે સુજ્ઞ વાચક બધુંઓ બનતી મદદ આપશે તો અમારો યત્ન સફળ થશે. વળી વાંચનાર બંધુને એટલી પણ વિનંતિ છે કે આમાં લખેલા શબ્દો તદ્દન નિરર્થક સમજી કાગળોને ગટરમાં ફેંકી દેવામાં દેશના દાનનો દુરુપયોગ કરવામાં પોતે ભાગી છે, અને એનું પ્રાયશ્ચિત કરવુંજ પડશે એ સારી રીતે સમજવાનું છે

ઘણા દુર્વ્યસનમાનું એક દુર્વ્યસન બીડી છે એમ અમારી-અમારી નહિ પણ જેનામાં અક્કલનો માત્ર એકાદ અંશ છે તે માણસોની પણ-ખાત્રી છે. પણ આ વ્યસનને બહુ વિકરાળ રૂપ નથી મળ્યું એજ એક દુર્ભાગ્યની વાત છે. આ વ્યસન એટલું સાદું ગણાવા હિમ્મત કરી શક્યું છે કે સ્કૂલેથી આવતો છોકરો હાથમાં બીડી પકડી ફુંકતો હોય તો કદાચ તેનો પિતા પણ જતું કરવામાં પોતાની ઉદારતા સમજી શકે છે. આ વ્યસનને માન આપવામાં આપણા આર્યો આજ સુધી કંઇ આમ ગણતાજ નહિ એ આર્યાવર્તની ઉંઘ દાખવે છે એમ કહ્યા વિના ચાલતું નથી. વૈશ્યો બીડી પીવાથી વધારે વેપાર કરી શકે છે, ક્ષત્રીઓના

શૌર્યને એથી વૃદ્ધિ મળે છે, એવી ભૂલ ભરેલી ભ્રમણાએ દેશની પાયમાલી કરવામાં પાછી પાની કરી નથી. બ્રાહ્મણો બ્રહ્મત્વ જાળવવા એથી ડર્યા હતા ખરા પણ છેવટે નવ યુવક વર્ગે બીડીને માન આપવા પાયખાનાનો આશરો લીધો છે અને સવારે ધુમ્રપાનથી ઉદર ભરવા પાયખાનાને સ્વર્ગની પાલખી ગણવામાં આવે છે. આ સડો ઘણુ થોડા વર્ષમાંજ દાખલ થયો છે. છતાં તે પ્રાચીન રિવાજ છે એમ પુરાવો કરવા પુરવાર આપે છે. આ લેખકે એક શ્રીમાન્ પંડિતને પ્રશ્ન પુછ્યો કે મહાશય, આપણા દેશમાં તમાકુ કે બીડીના લાભ અલાભ સંબંધી કાંઈ લખેલું છે કે નહિ ? આનો તેણે જવાબ આપ્યો કે જે પવિત્ર ભૂમિમાં એક પણ માણસ તમાકુનું નામ પણ જાણતો નહિ તે માણસના પવિત્ર સાહિત્યમાં આવા નઠારા વ્યસનનું નામ પણ શાનું હોય ? ખરેખર જે દેશમાં તમાકુ શી વસ્તુ છે એ કોઇ જાણતું નહિ તે દેશમાં તમાકુની પ્યારી પુત્રી બીડીઆઓને આંગણે ઉભવા પણ કોણ દે ? એ કુલટા નારીએ પોતાનો પગ પેસારો કરી આપણા સમાજને વ્યસનના વ્યભિચારીનો આરોપ ચડાવ્યો છે એ આરોપમાંથી મૂક્ત થવું એ આપણા દરેક આર્ય વીરનું એક મહાન્ કર્તવ્ય છે.

સાહિત્યના શોખીનો જાણતા હશે કે આ વ્યસનનો દાતા તમાકુના છોડને અમેરિકાની ભૂમિમાંથી ઇંગ્લાંડમાં પ્રથમ લાવનાર સર વૉલટર રાલે નામનો રંગીલો છબીલો ઇંગ્લાંડનો ઉમરાવ હતો. આ ઉમરાવે પોતાના મુખમાં પ્રથમ બીડી ધારણ કરી મુખમાંથી ધુમાડો કાઢ્યો ત્યારે તેનો એક નોકર એકદમ ડરી ગયો કે અરે ભગવાન ? શેઠ સળગી ગયા ? ? સળગતા શેઠને ઠારી નાખવા તેના વફાદાર નોકરે

પાછી પાની કરી નહિ મોઢામાંથી ગોટે ગોટા ધુમાડા નીકળતા હતા તે બંધ કરવા તેણે પાણીની ડોલ ભરી શેઠ પર નાખી દીધી" આ બનાવ ઇ. સ. ૧૬૦૩ માં બન્યો. ઇંગ્લાંડના તખ્તપર તે વખતે વિલાસી મહારાણી ઇલીઝાબેથ રાજ્ય કરતી હતી. ઇંગ્લાંડ પોતાની પ્રગતિ કરવા તત્પર હતું. ચોબાજુ તેના વેપારીઓએ આગબોટો છોડી હતી. વેપારથી દેશને આબાદીએ લાવવાનો ભગીરથ પ્રયત્ન થઇ રહ્યો હતો અને એથીજ ઇંગ્લાંડનો સર ટોમસરો નામનો એલચી દિલ્હીના જહાંગીર પાદશાહના દરબારમાં આવવા પામ્યો હતો. મોજમજાહ માણનારા મોગલ બાદશાહને ઇંગ્લાંડની કેટલીક વસ્તુઓ ભેટમાં મળી એમાં આ ભુંડા કામનાં કરનારાં તમાકુ બાઇ પણ સાથે હતાં જુઓ તો ખરા એ બાઇનાં પરાક્રમ? ફક્ત ૩૦૦ વર્ષમાં તો હિંદુસ્તાનના ગામે ગામમાં પોતાના પરિવારને વસાવી દીધો, ઘેરઘેર આગ સળગાવી દીધી. શું વોલટર રેલેના નોકર જેવા અહિં પાણી છાંટનાર વીરો આ આગને નહિ બુઝાવે? કોઇ તમાકુ ખાય છે, કોઇ સુંઘે છે અને બાકીના ધુમાડાંથી પોતાના કાળજા બાળે છે. આ દારૂણ દુઃખને બધા જાણીએ છીએ છતાં જાણતા નથી એમ તેની સાથે વર્તણુંક ચલાવીએ છીએ. શહેરમાં રહેનારા સિગારેટ ફુંકવામાં માન સમજે છે ત્યારે ગામડામાં રહેનારો ખેડુત ભરવાડ કે ગોવાળીઓ બીડી પીવામાં પોતાની મોટાઇ માને છે આ બધા ભાઇઓ કયા સ્વાદથી લલચાઇ ગયા છે તે સમજવા લેખકની બુદ્ધિ કામજ કરતી નથી બીડી પીવાની શરૂઆત કરનારાઓ બજારમાં ઉલટી કરતાં કોઇના જોવામાં આવ્યા છે! દૈવયોગે ઉલટી નહિ થઇ હોય તો મગજને ચકરી તો જરૂર આવી હશેજ અને વખતે

બીડી પીનાર નહિ પડી ગયો હોય તો એનાજ ભાગ્ય ! એમ છતાં એ બધી વાત જો બીડી ફુંકનાર બંધુ તારાથી ભુલાઇ ગઇ હોય અને એ વ્યસનના વમળમાંજ ઘસડાવામાંજ તારી મોટાઈ સમજાતી હોય તો એકાદ પ્રયોગ અજમાવી જોવા કૃપા કર. બીડી બાકસની સામગ્રીથી સજ્જ થએલા બંધુ આ પ્રયોગનાં સાધન તારી પાસે તો તૈયારજ છે બીડી સળગાવી ધુમાડાથી મોઢું ભરપુર કરી એક કપડા ઉપર વ્હાલા, એક ફુંક મારી જો અને પછી કપડા પર પડેલી તપખીરીઆ રંગની છાપ નીહાળી આત્માને પ્રશ્ન પુછ, કે આ શું છે ? આવો બળતરાનો ડાઘ આપણા કાળજા રંગે છે. આપણાં કાળજાં બાળી નાખે છે, આખો દહાડો હું હું કરાવે છે. ક્ષયના ભયંકર રોગો આમાંથી ઉત્પન્ન કરાવે છે છતાં ભારત વીરો તેના ભોગ કેમ થઇ પડો છો ? આમ આંખે દેખવા છતાં દીવો લઇ કુવે પડવા કેમ જાઓ છો ? શું કરીએ ભાઇ ? એથી ઉધરસ મટી એથી મારી બરોલ તૂટી ગઇ, એથી મારી તબીઅત સુધરી. આવા જવાબો બીડી પીનારા બંધુ ! તારા અંતઃકરણની નબળાઇજ સૂચવે છે વળી ઘણા બંધુઓ તો એમ પણ હિંમત કરી કહે છે કે હશે ભાઇ, થયું તે થયું આવી ભુલ છોકરાઓને નહિ થવા દઇએ અમારાથી હવે કાંઇ બીડી છોડાય છે ? આ જવાબથી દેશ સુધારકના અંતઃકરણમાં કેવી અસર થતી હશે તેની તમોને જરા પણ ખબર છે. આ આપણી અધોગતિ સૂચવે છે બીડી પીનારા બંધુઓ તમો તમારી ટેવ સુધારવા ન જ માગતા હો તો પણ કૃપા કરી દેશની સ્થિતિ દર્શાવનારો થોડો હેવાલ વાંચો.

વિશ્વવ્યાપી યુદ્ધ પ્રસંગે આપણા દેશની દયાળુ સરકારને કર નાખવાની ગયા માર્ચ માસમાં જરૂર પડી આ વખતે દિલ્હીના વાઇસરોય લાર્ડ હાર્ડીંઝની કાઉન્સીલમાં હિંદી ખજાનચીએ નવા કરના આંકડાઓ રજુ કરી રૂા. ૩ કરોડ ૧૫ લાખનો ખૂટકો દૂર કરવા બીલ પસાર કરાવ્યું. એ આંકડા પણ છે તા. ૫ મી માર્ચ સને ૧૯૧૬ ના ગુજરાતીના અંકમાં એ કરના પેટામાં “ તબાકુ ઉપર કરનું ધોરણ ” એ મથાળા નીચે આ પ્રમાણે લખાણ છે.

“ છુટી તંબાકુ ઉપર દર રતલે રૂા. ૧ સીગારેટ ઉપર દર રતલે રૂ. ૧–૧૦–૦ ૩ રતલ કે ૧૦૦૦ સીગારેટો ઉપર દર રતલે રૂા. ૧ા ઓછા વજનવાળી સીગારેટો ઉપર દર હજારે રૂા. ૩)=, અને તંબાકુની બીજી બનાવટ ઉપર દર રતલે રૂા. ૧)= છુટી તંબાકુ ઉપરના કરનું પ્રમાણ છે તેવું રાખવાનું છે; સીગારેટ ઉપર વજન કે સંખ્યાને બદલે કીમત પ્રમાણે ૫૦ ટકા લેવાશે; જ્યારે હાલનું પ્રમાણ ૩૦ ટકા જેટલું આવે છે; તે સીગારેટો ઉપર લગભગ કીમતસર ૫૦ ટકા કરવાનું ઠરાવ્યું છે તે આયાત કરનારાઓને ઘણી મુસ્કેલીઓ વજનને કારણે પડે છે આથી કિમતસર કરનું પ્રમાણ બેવડી રીતે અસરકારક થશે, એટલે કે આવક વધારવા ઉપરાંત સારી જાતની આયાત થશે. તંબાકુની બીજી જાતની બનાવટોનો કર વધારી દર રતલે રૂા. ૧ા ને બદલે રૂા. ૧ાા લેવાશે **આ રીતે અમને રૂા. ૪ાા લાખ મળશે** ”

આ રૂપીઆ ૪ાા લાખ તમાકુની વધારાની જકાત ઉપરથી સરકાર મેળવી શકશે, તે વાત પ્રિય વચાંકને વિદિત કર્યા પછી હિંદુ-

સ્તાનમાં બહારથી આવતી તમાકુની કિંમત શોધવાની પુરતી જરૂર લાગ્યા વિના રહેતી નથી. ખજાનચીના આંકડા લક્ષમાં લેતાં આ બધી સેંકડે ૩૦ ટકાની જકાત વધીને ૫૦ ટકાની થવા જાય છે એમ આપણે સમજી શકીએ છીએ હાલના ૫૦ ટકા લઈ જુના વખતના ૩૦ ટકા ૨૦ ટકાનો વધારો હવે ૨૦ રૂ. ને વધારે ૧૦૦ રૂ. નો માલ તો ૪ાા લાખ વધારે કેટલા રૂ. નો માલ ! એવું સાદુ પ્રમાણુજ ધ્યાનમાં લઇએ તો બહારથી આવતો માલ ૨૨૫૦૦૦૦ સાડાબાવીશ લાખ રૂપીઆનો સહજમાં થાય છે.

આતો ગયા વર્ષના માત્ર અંદાજ પત્રની વાત થઇ આ સાલમાં જકાતની કેટલી આવક થઈ ? તા. ૧૭–૯–૧૯ ના ગુજરાતીના અંકમાં ઉપજેલી જકાત રૂ. ૨૦૨૫૦૦૦ વીશ લાખ અને પચીશ હજાર દર્શાવે છે. આ જકાતની ઉપજ માલની ઉપરજ ચડાવાય એ સહુ માણસો સમજી શકે તેમ છે. આ હિસાબે પરદેશમાંથી રૂ. ૪૦૫૦૦૦૦ નો માલ આવે છે, અને આ જકાત ઉમેરતાં તે આંકડો ૬૦૭૫૦૦૦ સાઠ લાખ ને પંચોતેર હજારનો થાય છે. આ બધી, તમાકુનો ઉપયોગ શો ? ધુમાડો, ધુમાડો અને ધુમાડો. આતો ફક્ત પરદેશી તમાકુની વાત થઇ આથી ત્રણુ ગણી કિંમતની સાધારણુ બીડી નહિ પીવાતી હોય ? ખરેખર ઓછામાં ઓછી ભારતવર્ષમાં અઢી કરોડ રૂપીઆની બીડી ફુંકાય છે. ખરેખર આ વ્યસન એ ભારતનો મહાન લુંટારો છે એમ કહ્યા વિના ચાલતુંજ નથી.

જે દેશ હુન્નર કળાથી પૂર્ણ ધનવાન છે, જે લોકોની આવક આપણા કરતાં સેંકડો ગણી છે, તેવાઓ બીડી પીતા હોય તો પીવા

૬૫૧.



દો પણ તમો ભાઇઓ આટલા પૈસા જરૂર બચાવો. મહેરબાની કરી બચાવો તમારો દેશ ગરીબ છે, એ ગરીબાઇની ખાત્રી કરવા આ આંકડા વાંચી જુઓ:—

| દેશનું નામ, | એક માણસની વાર્ષિક આવક રૂ. |
|---|---|
| અમેરિકા ... ... ... | ૬૬૦ |
| ગ્રેટબ્રિટન ... ... ... | ૫૪૦ |
| ફ્રાંસ ... ... ... | ૪૬૮ |
| જર્મની ... ... ... | ૩૭૨ |
| ઓસ્ટ્રેલીયા .. ... ... | ૨૫૨ |
| ઇટાલી ... ... ... | ૨૪૦ |

| દેશનું નામ, | એક માણસની વાર્ષિક આવક રૂ. |
|---|---|
| બેલજીઅમ ... ... | ૪૨૦ |
| હોલેંડ ... ... ... | ૩૩૦ |
| નોર્વે ... ... ... | ૩૦૦ |
| સ્પેન ... ... ... | ૨૪૦ |
| **હિંદુસ્તાન** ... ... | ૩૦ |

આ ઉપરથી આપણી એક વર્ષની વાર્ષિક આવક જે રૂ. ૩૦ ની થાય છે તે ઉપરથી માસિક ૨॥ રૂપરડીથી નભતા દેશના લોકો કૃપા કરી બીડી છોડો. આ દુર્વ્યસનમાં જે ભોગ આપો છો, તે પૈસાઓને ગમે તે રીતે બચાવી તમો તમારા દેશના હિત અર્થે દાન આપો, જે ભારતવર્ષ દાનથી સદા પ્રખ્યાતિ પામેલો છે તે ભારતવર્ષ બીડી ફુંકીજ બેસી રહેશે? જે ભારતવર્ષમાં રતિદેવ જેવા મહાન દયાળુ દાનેશ્વરી રાજાએ ૪૯ મે દિવસે પીવાના પાણીનું દાન આપ્યું છે. જે દેશના મહાન ઋષિ દધિચિએ પોતાનું હાડકાંનું દાન આપી દૈત્યોને સંહારવાનાં શસ્ત્રો તૈયાર કરાવ્યાં છે, જે ભારતવર્ષમાં દાનેશ્વરી કર્ણરાજ જેવાએ મરતાં મરતાં સુવર્ણનું દાન આપવામાં પાછી પાની કરી નથી, જે દેશમાં હરિશ્ચંદ્ર જેવા, રાજ્યપાટનું દાન કરનારા

દાનવીરો પાક્યા છે, જે દેશમાં શીબી રાજા જેવાએ એક પ્રાણીના પ્રાણ બચાવવા પોતાના દેહનું માંસ પલ્લામાં મુકી દાન કર્યું છે; એ દેશના દાનેશ્વરી સંતાનો બીડી ફુંકવી બંધ કરી તે પૈસાનો સદ ઉપયોગ નહી કરે! જુઓ એ દાનનો મહિમા? આમ અઢી કરોડ રૂ. બચાવથી તમારી ભારતભૂમિમાં કેટલાં સરસ્વતિભુવનો સ્થપાશે અને પાઠશાળાઓના પડઘાઓથી સ્વર્ગભુવન ડોલશે! બનારસ જેવી મહાન યુનિવર્સિટિઓ સ્થાપવા આ રકમ બચાવી શકાય તેમ છે છતાં અફસોસનીવાત એ છે કે આપણા ભાઇઓ કુંભકરણની મહાન ઉંઘનો વારસો ભોગવે છે. છ માસ સુઇ રહેવાથી કુંભકરણે લંકા ગુમાવી એ દાખલો ઇતિહાસમાં મોજુદ છે, તો સેંકડો વર્ષ આ ઉંઘમાં ઉંઘનારા ભારતવાસીઓ, તમારી સ્થિતિ કેવી થશે એ કહેવા આ કંપિત લેખણ કામ કરતી નથી. પ્રિય વાંચક? તું બાળ હોય કે યુવાન હોય, રોગી હોય કે નીરોગી હોય, જોગી હોય કે ભોગી હોય, વ્યસનનું મંડન કરનાર હોય કે ખંડન કરનાર હોય, તોપણ તારી જાતને માટે, તારા દેશને માટે, તારા પુરાણા ધર્મને માટે—આ લેખને તારા હૃદયમાં સ્થાન આપજે. જરૂર આપી બનતું કરજે કોઇ પણ રંક આ દુષ્ટ વ્યસનના પંજામાં સપડાતાં બચશે અને રોટલા પર મીઠું મૂકતો થશે તો એનું જરૂર પુન્ય તનેજ છે. તારા પૂણ્યપ્રતાપથી કોઇ મનુષ્યને શ્વાસોશ્વાસ વધારે લઇ ભારતવર્ષનું ભલું કરશે તો ધર્મરાજ તમારી જરૂર નોંધ લેશે. આ લેખ પૂર્ણ કરતાં ઇશ્વર પ્રત્યે એટલીજ માગણી છે કે હે ઇશ, ભારતના સંતાનોને સદ્બુદ્ધિ આપો, દુર્વ્યસનથી દુર રાખો, અને બીડી બાઇને દેશવટો આપો, આ ખાતર સહુ ભાઇઓ માગો કે ધીયોયોનઃ પ્રચોદયાત્ ॥

# અભિપ્રાય.

આ ખાતાની પ્રથમ બહાર પડેલી જાહેર ખબરને માન આપી કેટલાક ગૃહસ્થોએ અમારા મતને અનુકુળ થઇ નિબંધો તથા પુસ્તકો અમોને મોકલાવ્યા છે. હજુ પણ નિબંધો મળ્યા કરે છે. તેનો સાર આપવાની અભિલાષાથી તેની વિગત નીચે પ્રગટ કરીએ છીએ.

**( ૧ ) વડોદરા–શ્રેય સાધક અધિકારી મંડળ તરફથી મહાશય છોટાલાલ જીવનલાલ કૃત વિદ્યાર્થીનો સાચો મિત્ર—**

" તમાકુ એ તમો ગુણી વનસ્પતિ છે, જેથી સાધક જીવોએ ઉપયોગમાં લેવી યોગ્ય નથી. જેમ ઝેરી જડી બુટીઓ માણસનું અકાળ મૃત્યુ કરે છે, તેમ તમાકુ અકાળ મૃત્યુ કરતી નથી, પણ તેના તમોગુણી રસાયનથી ખાનાર કે પીનાર, જન્મો જન્મ અકાળ યમદુતોને સ્વાધીન થાય છે. ઉપરનું પુસ્તક વાંચવાની દરેકને ભલામણ કરવામાં આવે છે.

**( ૨ ધન્વંતરીના તંત્રી ડાકટર મહાદેવપ્રસાદ ભોગીલાલ કુંથારીઆ—**મુ. વીસનગર (ગુજરાત). તમાકુનું દુર્વ્યસન

" તમાકુનું પૃથક્કરણ કરતાં તેમાં છ જાતનું ઝેર જણાય છે. તમાકુનો થોડો અર્ક કુતરા બિલાડા કે પક્ષીને પેટે જાય તો તે તરત મરણ પામે છે. જે મનુષ્ય તમાકુ ખાય છે, તેની ઇંદ્રિયો ને જુદી જુદી રીતે નુકશાન થાય છે માટે તે માણુસ જાતને બીલકુલ લાભકારક નથી. ઉપરનું પુસ્તક જરૂર વાંચો,

(૩) ધોરાજી મુનીશ્રી કૃષ્ણજી સ્વામી મંગળ જૈન શાળા તરફથી હર્ષદરાયની બોધક વાર્તા.

બીડીનો ટેસ્ટ લેવા જનાર રેલવેનો એક મુસાફર પોતાનું સ્ટેશન ભૂલી આગળ ચાલ્યો જાય છે. જે ગામમાં તેને જવાનું હતું, ત્યાં તેના કાકા અંતકાળ હતા સમયપર ભત્રિજો ન આવવાથી વારસો સોંપી શકાયો નહિ અને મિલ્કત બીજાઓને મળી. આવા આવા અનેક નુકશાન બીડી પીનાર ભોગવે છે.

(૪) **મુંબઈ કેફ નિષેધક મંડળ**—છગનલાલ ભગવાનદાસ શાહ કેફ નિષેધક ગ્રંથ—એક પુરાણો પણ બોધક ગ્રંથ.

કેફી ચીજોમાં તમાકુ પણ એક કેફ છે. બીજા કેફો જેટલું નુકસાન કરે છે તેના કરતાં તમાકુ વધારે નુકસાન કરે છે. ઉંદર જેમ ફુંકી ફુંકીને કરડે છે, તેમ આ વ્યસન ફુંકી ફુંકી પોતાને અને કુટુંબને કરડી પોતાના પંજામાં સપડાવે છે.

બીજા અભીપ્રાયો હવે પછીના અંકમાં આપવામાં આવશે.

**સુચના**—ચોપડી મંગાવનારાઓએ મેમ્બર થવા એક આનાની પોસ્ટની ટીકેટ મોકલવી.

**સુચના**

આ અંક મંગાવનારાઓએ પોતાના નામ ઠામ સાથે મેમ્બર થવા એક આનાની પોસ્ટની ટીકેટ બીડવી જેથી તેનું મેમ્બરોના રજીસ્ટરમાં નામ દાખલ કરી પહોંચ ત્થા અંક મોકલવામાં આવશે.

## આ તે તંબાકુ-બીડી થી થતા લાભો
## કે-ગેર લાભો !!

**તંબાકુ-બીડી**—તમારા ધર્મનો નાશ કરે છે.

**તંબાકુ-બીડી**—તમારા દેશની દોલત લુંટે છે.

**તંબાકુ-બીડી**—તમારી જ્ઞાતિને ગરીબ બનાવે છે.

**તંબાકુ-બીડી**—તમારા પૂર્વજોની કીર્તિને કલંકીત કરે છે.

**તંબાકુ-બીડી**—તમારા કુટુંબને વગોવે છે.

**તંબાકુ-બીડી**—તમારી હરેક શક્તિને હણે છે.

**તંબાકુ-બીડી**—તમારા મુખને દુર્ગંધમય કરે છે.

**તંબાકુ-બીડી**—તમારા મગજને મંદ ( ગાંડા ) બનાવે છે.

**તંબાકુ-બીડી**—તમારા ચિત્તને ચક્રમ બનાવે છે.

**તંબાકુ-બીડી**—તમારી નસોને વિષમય કરે છે.

**તંબાકુ-બીડી**—તમારા આર્ય રક્તને અશુદ્ધ કરે છે.

**છેવટેમાં બીડી-તંબાકુ—**

તમારા શરીરને હરેક રીતે નીર્માલ્ય કરે છે.

શું ભારતવાસીઓ પોતાની જીવન શક્તિના આ ઉચ્છેદક પરોણાને હવે જલદી પાછો નહી